૧૭૭૫

# સંસારોપયોગી સાર સંગ્રહ.

રચનાર,

ગોરજી લક્ષ્મીવીજે અભયવીજેજી

તેને શુદ્ધ કરી

છપાવનાર,

મગનલાલ પ્રતાપચંદ ઝવેરી.



દોહરો.

॥ जंबूकेपणबुद्धिथी वशकीधोहरिजेम ॥
॥ आपूस्तकथीबूद्धिगण मलसेसत्वरतेम ॥

મુંબઈ,

વર્તમાન પ્રેસમાં છાપ્યો છે.

સંવત ૧૯૩૮. સને ૧૮૮૨.

કિમ્મત અઢી આના.

# પ્રસ્તાવના.



આ ચોપડીનું નામ સંસારોપયોગી સાર સંગ્રહ રાખ્યુંછે તેનું એ કારણ છે કે આ ચોપડીમાં વિદ્યાનું ઉતેજન સંબંધી કવિતાઓ તથા વ્યાપાર સંબંધી થોડો સાર દર્શાવેલો તે સંબંધી તથા કેટલી વસ્તુનો વિશ્વાસ ન કરવો તે સંબંધી તથા કએ મહિને કઇ રૂતુ જાણવી તે સંબંધી તથા કઇ રૂતુએ કયું ભોજન કરવું તે સંબંધી તથા પુરૂષના બત્રિસ લક્ષણ સંબંધી પુરૂષના સોલ શૃંગાર સંબંધી એટલી કવિતાઓછે અને સંસારમાં મનુષ્ય પોતાના દુર્ગુણ ત્યાગ કરી શીનિતીથી વર્તવું તે સંબંધી રાજ્યનિતિચાણગ્યા કયનો સાર લઇ તથા બીજાપણ ગ્રંથમાંનો જોઇતો સાર લઇ તથા અનુભવિત તથા વિદ્વજનોના પવિત્ર મુખથી શ્રવણ કરેલા નિતિના બોલ સંખ્યાથી ૩૫૦ આ ચોપડીમાં રાખ્યાછે માટે જે મનુષ્ય પોતાની બુદ્ધિને વધારવા ચાહાતા હોય તે સજ્જનો એ આ ચોપડીનો સાર વાંચવાને અવસ્ય ગ્રહણ કરવી અને છેવટે હું (રચનાર), ટુકમાં એટલુંજ કહું છું કે આ ચોપડી લઇ તેને એક ધ્યાનથી વાંચી તદનંતર એમાં લખેલો વિચાર પોતાના મગજમાં જો ઠરાવસે અને એ નિતિએ વર્તસે તો એમ જાણું છું કે તે મનુષ્ય ઘણું કરી પોતાનું ભવિષ્ય ઉલટું ન છતાં સંસારમા દરેકની કાર્યમાં અપયશ નુકશાન તથા દુઃખ ન પામતાં સુખ, સુકીર્તી, લાભ, અવસ્ય કરી પામશે એવી હું આશા રાખું છું માટે બુદ્ધિ ચાહનાર પુરૂષે આ ચોપડી અવસ્ય ખરીદ કરવી.

---

# સંસારોપયોગી સાર સંગ્રહ.

## વિદ્યા સંબંધી.

### મોતિદામ છંદ,

ભણો ભવભાવટ ભંજણ હાર, મનોહર જ્ઞાન મહા સુખકાર,
તજો વ્યસનો, વલિ દૂષ્ટ વિચાર, વલિ દમજો, સહુ કામવિકાર.
નથી કદિ મૂર્ખપણા, થકિ સાર, ટકેલણ શીર, થશો નિરધાર,
બહુ દુઃખ પામિ, ગણાઇ ગમાર, જશે સઘલો, ધુલમાં અવતાર
જુઓ નિચકુલ વિષે શુભસાન, ભણિ કરી મેલવિને અતિમાન,
બહુ સુખીયા થઇ, ભોગવિ રાજ, મતીધરિ શીઘ્ર કરે, શુભકાજ.
કરી મનમાં શુભ એહ વિચાર, ભણી ગણિ પંડિત, થઇ નિરધાર
વરીયશ લક્ષ્મિ, તજી મદમાન, કરો શુભશ્રૂત, સુધારસપાન.

---

### તોટક છંદ.

તનસુંદરને વલિ રૂપ ભલું,
ધનરાજ સહિત, મલે સઘલું;
રૂપવંતિ વધૂ સુત તે વિનયી,
વલિ માતપિતા અતિ હેતમયી. ૧.
હય વેગથિ વાયુ, જીતે પલમાં,
ગજરાજ ઘુમે મદના બલમાં;
રથ ઘુઘરીઓ અતિ શબ્દ કરે,
વૃષયુગમજ કેશરિ માન હરે. ૨.

વળિ દાસધણા વિનતી વિનવે,
શુભ નાટક નાટકિયા ભજવે;
જગમાં સહુ સત્વર એહમલે,
નહિ દૂર્લભ જે શ્રુત, શીઘ્ર મલે. ૩.
ગણિ એમ ઉરે ભણી બાલજનો,
વળિ દૂર કરો કુમતી વ્યસનો;
અલ વસ્તુ ગણી સહુ અંતરમા,
શ્રુત લક્ષ્મિ ધરો વિનયે ઉરમાં. ૪.

---

## ભુજંગી છંદ.

ભણોને સહૂ બાલકો જ્ઞાન સારૂં,
તજો દોષનું પોટકું જે નઠારૂં.
તજી પાન મીઠું કદી દૂધ કોઇ,
પિએ ઝેરતો જાણજો મૂર્ખ જોઇ. ૧.
નથી વિશ્વમાં સુખઃ અજ્ઞાનિયોને,
કુભાંડી કુમાર્ગી અભીમાનિયોને.
વલી માન સત્કાર કોઇ ન આપે,
સહુ વાક્ય તેના હસીને ઉથાપે. ૨.
નહી સજ્જનોની સભામાં હિઆપે,
કરે ખુબ હાંસી સહુ નીત્ય ચોંપે.
નહિ જ્ઞાન વીના દિએ કોઇ કન્યા,
ખરે જાણજો જ્ઞાનિઓનેજ ધન્યા. ૩.
થશો માન વિશ્વ થશે દુઃખ હાંણી,
વસૂ કિર્તિને સુંદરી રૂપ ખાણી.
મહા સદ્દગુણી જ્ઞાન લક્ષ્મી વધારી,
ભણો બાલકો ચિત્તમાં હર્ષ ધારી, ૪.

## ચોપાયા છંદ.

યશ સુંદર સુખ ચાહે ઉરમાં, જે દુનિયામાં પ્રાણી,
તો દુરગુણને દુર કરીને, જ્ઞાન ભણો હિત આણી.
જ્ઞાન વિના નર કિંશુક તેના, ફુલ સરીખા ગણાશે,
અંતે તે બહુ દુઃખને પામી, નિશ્ચય દુખિયો થાશે.—૧.
અંધ સમો નર અજ્ઞાની છે, જ્ઞાની લોચન વંતો,
પુંછ વલિ વીષાણ વિનાનો, તેહ પશુ શોભતો.
એમ ગણી અતી હર્ષ ધરીને, જ્ઞાન વધારો કીજે,
તો જગમાં સુખ લક્ષ્મી પામી, જ્ઞાન સુધારસ પીજે—૨

---

## નારાચ છંદ.

દિપે સુરૂપ વિશ્વમાં ગુણો કરી જરૂર તે,
સુકુલ શોભશે અતિ અનીતિ સર્વ ચુર તે.
રહે સું નીતિ ગુણતો ઘણું કરી ભણેલમાં,
ભણી કરિ કરોજ સભ્ય નામ તો, ઠરેલમાં.
કદાપિ વર્ષ શો થયાં નહી નવાઇ જાણવી,
ભણી અનેક શાસ્ત્ર કીર્તિ વીશ્વમાં જમાવવી.
ગનાવ દોષ દૂર સર્વ ચિતના ઉમંગથી,
વિવીધ લક્ષ્મિ પામશોજ શ્રૂતના પ્રસંગથી.

---

(વિધીના કામછે કેવાં દીએ દુઃખ ઘાટકી થઇને—એ રાહ.)

વિદ્યા ભણો બાલકો સારી તજો તમે ચાલ નઠારી.—ટેક.
વિદ્યાવંત વિશ્વમાં પ્રાણી કહેવાસે તેહ, ખરો જ્ઞાનિ,
વદ્યા સુખ મંદિર નિશાણી વિદ્યા વિના સુખનિ હાણી-૧.

વિદ્યા રૂપ છે કુરૂપીનું આભુસણ છે સુરૂપીનું,
વિદ્યાથી ભૂપ શિર નામે વિદ્યાથી કિર્તિ બહુ જામે.—૨.
ધરો વલિ ગુણ બહુ સારા તજો ઉનમાર્ગ નઠારા.
કરો વલિ સંપ સુધારા ત્યારે સહુને થશો પ્યારા.—૩.
તજી કલેશ દોષ ઉનમાદો કરો નહિ ગર્વના વિવાદો.
કરો એક સંગ્રહ વિદ્યાનો ખરૂં તત્વજ્ઞાન છે જાણો.—૪.
માટે સહુ બાલકો માહારી ધરો સિક્ષા અતિ સારી,
ભણો વિદ્યા ગુણો ધારી થશો યશ લક્ષ્મી ભંડારી—૫.

---

## ઈંદર સભાની રાહ.

સુણજો સહુ બાલકો તમે, એક માહરી વાત,
વિદ્યા ભણો તેથી તમે થાશો બહુ વિખ્યાત.—૧.
પેહેલા બાલકો તે સહુ કરતા વિદ્યાભ્યાસ,
કૃત્ય રૂડા આચરીને, કરતા યશ પ્રકાશ.—૨.
કલાબહો તેર શિખી, બહુ થતા વિદ્વાન,
રાજયા દિક સુખ પામિ, રાખ્યા અમર નામ.—૩
તેવા સુખને જોઈ છો તો, ભણો ખુબ જ્ઞાન,
મુર્ખપણું દુર કરી, મેલવો અતિ માન.—૪.
ગુપ્ત દ્રવ્યં જ્ઞાન કહું, જ્ઞાન સુખ નીદાંન.
લક્ષ્મી અને જ્ઞાન માંહે, જ્ઞાન છે પ્રધાન.—૫.

---

## કહું સું નસીબે દુખીયો કીધો છે-એ રાહ.

જ્ઞાન ભણો સહુ બાલકો રંગે, વશો નિરંતર શુભ નિતી સંગે,
તપ જપ કીરીયા ધર્મ પોતાનો, જ્ઞાન વિના નહી શોભે એ કંગે.

માન સત્કાર પઇસો ને કન્યા, દેશે નહિ કોઇ ચિંતના ઉમંગે.
શું થયું ચક્રવર્તી પદ પામે, જ્ઞાન ધર્યું નથિ જોનીજ અંગે.
માટે ભણો સહુ જ્ઞાનને પ્રેમે, રમવું હોએ જો મુગતિ ઉછંગે.
જ્ઞાનથી પામસો સુખવળિ લક્ષ્મી, જગમાં પુજા સો અતિ ઉછરંગે

---

સુણો સુગુણ બાલ તજી સર્વ ખ્યાલ,
ભણો નીત્ય કાલ થઇ એક તાલ,
અધનામી ભાલ નમસે ભુપાલ.—સુણો.

---

## વેપાર વીશે.

---

### મનહર છંદ.

સુણો સહુ સારિ વાત, ધારિને વિચારી હૈયે,
થવું જો વ્યપારિ હોય ભારિ જસ લઇને.
કરવો વ્યપાર પુંજી અરધ સમારનાહી,
ધરવો અપાર લોભ લોભી બહુ થઇને.
રાખવો હીસાબ સર્વ તજીને કપટ ગર્વ,
કરો ન વિશ્વાસઘાત કુડાઆસ દઇને,
હોય જો લક્ષ્મીનિ આસ તો તજી કુબુદ્ધિ પાસ.
નિચ કામે ખરચો ન કદી એક પઇને.
આબરૂ ધરાવી દ્રવ્ય પારકું ઓછિ તું લવિ,
આપવું કમાવિ સર્વ તેનું વ્યાજ મુકતે.
હોય જે લેનારનાગો, નીજ આબરૂથિ ભાગો,
લેવું તેની પાસે દ્રવ્ય સર્વ વ્યાજ મુકતે.

એમ કરિ પશ રૂડા, વિશ્વમાં જમાવી ખુબ,
મણાશો વ્યપારિનીજ અપયશ ફુંકતે.
લક્ષ્મીથી સુખીજ થાસો જગમાં રૂડા ગવાશો,
પ્રભુનિ ભકિતથી જાશો વૈકુંઠ અચુકતે.

## પ્રીતી ન કરવા વીશે.

### મહીદીપ છંદ.

અગ્નિ ભૂપયોગિ નીર, વૈરિ સર્પ નારી
ચોરનીચ કપટિ દુષ્ટ, મદ્યપી જુગારી
ક્રોધિ લોભિ સર્વ વીષ, શૃંગિ શહસ્ત્રધારી
મુર્ખમાનિ ને પ્રવાસિ, વણિક ધુર્તધારી
વૃક્ષ કેશ હિત હોય, દ્રષ્ટિ નીચ જેની
પ્રીતિ ભૂલથીજ કોઇ, કરજો નહિ એની
છાંડિને વિશ્વાસ દુર, ચેતતાજ રૈયે
તોજ સુખ લક્ષ્મિ પામી, સુખિયાજ થૈયે

### રૂતુ ઉચતભોજન વિશે તોટક છંદ.

સુણજો સહુ વાત રૂડા પુરૂષો,
રૂતુ શોભિત ભોજન જો કરશો;
શરિરે વલિ રોગ રહીત થશો,
રૂપકાન્તિ થકી અધિકા વધશો      ૧
રૂતુ મેઘનિ હોયતો લુણ ભલુ,
હિમમાં પય ઘીનું તણું સબલું,
રૂતુ શારદિએ જલ પાન કરો;
રૂતુ ઉષ્ણ વિશે ગુડ ચિત ધરો.      ૨

ધૃત પાન વસંત વિશે સજનો,
શિશિરે સુખદાઇ ખટાસ ભણો.
વરતે રિતએહવિ જેહ સદા;
દુખ દોહ ગતે નલહેજ કદા. 3

## રૂતુ વીશે.

### ગીતી છંદ.

સુગુણી સુણજો સર્વે પ્રબંધ રૂતુનો વડુ બહુ સારો,
ચૈત્ર અને વૈશાખે, વસંત રૂતુ તેવિ બુધ મનધારો.—૧
જેષ્ટ વલિ આષાઢે, ગ્રીસ્મ રૂતુને ગણો સુધીધ ર ને,
શ્રાવણ ને ભાદરવો વર્ષારૂતુ તે ભણો મતી વરાને.— ર
અસો કાર્તિક માસે, શરૂદ રૂતુછે સદાય સુખકારી,
મૃગસર પોસ મહીને, હેમંત રૂતુ તે કહો સુમતિ ધારી— ૩
શિશિર રૂતુ સુખદાઇ, માઘ ને ફાગુણ ગણોજ સુરંગી,
રૂતુ જાણિ એ રીતે, ગુણ ગણ લેવા થજો વિબુધ સંગી-૪

## બત્રીસ લક્ષણ વીશે.

એક વચન, એક બાણ, એક પતિ, વ્રતછે જેહનું,
એદેશી લક્ષણ બત્રિશ લક્ષ કહું સાંભળો માહરા સજનો.
તે મલવા ઉદ્યોગ કરો, એક પ્રભુના ભજનો,
છત્ર પર્વતે ચાપ, વલિ રથ સુંદર રાજે,
કછપ અંકુશ વલિ, વાપીકા સુંદર છાજે.
સ્વસ્તીક તોરણ હરી, સરોવર વૃક્ષ સુરંગા,
સંખચક્ર ગજરાજ, વારીનિધી કલશા ચંગા.

સ્વર્ગસરિખા ધામમત્સ, પવ નેચૂપ સારો,
યશ સ્થંભ સ્થુભ, વલિક મંડલ લાગે પ્યોરો.
અફ્રી ચામર વલિ, આરીસો ને શુંભનદિ,
ધ્યજ લક્ષ્મિ ફુલમાલ, મયૂરતોછે આનદિ.
કરતલ માંહે હોય, લક્ષણો વત્રિશ એહવાં,
પુન્યયંત નરતેહ, જગતમાં સુખિયા કેહેવા.

---

### પુરૂષના શોળ શૃણગાર.

ક્ષોરમજન શ્રુચિ વસ્ત્રને વલિ ભાલ તિલક સુખકાર,
ગાલ સુગંધી અર્ચના મોલી કુંડલ સાર—૧.
વિંટી જોડા ખડ્ગને વલિ શુભ કંકણ છૂરી ચંગ,
વિદ્યા વિનય સુશિલને તાંબુલતોજ સુરંગ.—૨

---

## અથ સર્વપયોગી નીતી.

—:૦:—

હરેકથી શુભ કાર્ય કરતાં વીલંબ ન કરવો.
હરેક પણ કાર્ય અતીશે વર્જવું.
મતલબ વીગર લવારો નકરવો.
જ્ઞાની થઇને ગર્વ કરવો નહીં
ચાલતાં સુધી ક્ષમા ધારણ કરવી.
ઘરનું ગુજ કોઇને કહેવું નહીં.
સ્ત્રી તથા પુત્રની કુચાલ કોઇને કહેવી નહીં.
મીત્રથી કાંઇપણ અંતર રાખવો નહીં.
કુમીત્રનો વિશ્વાસ ન કરવો.

પ્રેમ રાખનારી સ્ત્રીનોપણ વિશ્વાસ ન કરવો.
હાથી થકી એકશો હાથ વેગલા રેહેવું.
ગોડા થકી એક હજાર હાથ વેગલા રેહેવું.
શૃંગી પશુથી દશ હાથ વેગલું રહેવું.
જ્યાં વૈરી ઘણા તે સ્થાનક તથા દેશ વર્જવો.
હરેકખી કાર્ય વીચારીને કરવું.
કામ વીના અવસર ગમાવવો નહીં.
અવસર ઓલખી કાર્ય કરવું.
સ્ત્રી પુત્ર તથા દાસ પ્રમુખના અથવા ચેલાના પણ તે દેખતાં પોતે વખાણ કરવા નહીં.
માત પીતા ગુરૂ તથા મોટા પુરૂષનો વીનય ચુકવો નહીં અને સામું બોળવું નહીં.
સ્ત્રીને ગુજની વાત કહેવી નહી.
પાંચ વષ સુધી પુત્રને મારવો નહીં.
દશ વર્ષ પર્યંત પુત્રને ભણાવવો.
કામ પુરતું ધન પામી સંતોષ ધરવો.
પેટ ભરાએથી ભોજનનો સંતોષ ધરવો.
વિદ્યા જેમ ભણાએ તેમ ભણવી, સંતોષ ન કરવો.
દાન દેતા પણ અકલાવવું નહીં.
તપસ્યામાં પાછું હટવું નહીં.
પ્રતીજ્ઞા ધારણ કરી ભાગવી નહી.
અન્યાયથી દ્રવ્ય ઉપાર્જન કરવું નહીં.
ઘરમાં સ્ત્રી જાતીને અધિકારી કરવી નહીં.
શરીરનું બળ વિચારી યુદ્ધ કરવું.
મનને ખોટાં કાર્યથી વારવું.
દુઃખ સમયે ધૈર્ય તજવુ નહીં.

હરેકપ્ની કાર્ય સીંહની પેઠે સુરથી કરવુ.
બગલાની પેરે ઇંદ્રીયો ગોપાવવી.
કુકડાની પેઠે પ્રભાતે સહુથી વેહલુ ઉઠવું.
કુકડાની પેઠે યુદ્ધ કરતાં પાછું ન હઠવું.
કુકડાની પેઠે સર્વ વેંહચી ખાવું.
સ્ત્રીને વશ કરીને સંયોગ કરવો.
કાગની પેઠે અલક્ષ સંયોગ કરવો.
હરેક કાર્યમાં ધૈર્ય ધારણ કરવું.
હરેકપ્ની વસ્તુ સંગ્રી રાખવી.
અંગથી પ્રમાદ દુર કરવો.
કોઇનો વિશ્વાસ કરવો નહીં.
શ્વાનની પેરે ઘણું અથવા થોડું મલે સંતોષ કરવો.
નિંદ્રા ચેતતાં કરવી.
શરીરમાં ચપલ્યતા રાખવી.
પોતાના સ્વામીની ભકતી કરવી.
ચીંતવેલુ કાર્ય થયા વીના કોઇને કેહેવું નહીં.
દુર્દશામાં સાસરે જવું નહીં.
સાસરે ચતુરાઇ ધરી મુરખાઇ તજવી.
ગુણ લેવા પ્રયત્ન કરવો.
બાલકનું પણ હીતનું વચન ધારવું.
નીચ સ્થાનકથી પણ સુવર્ણ લેવું.
નીચ નરથી પણ ઉત્તમ વીધ્યા હોય તો લેવી.
સરખા સાથે પ્રીતિ કરવી.
કલેશ સ્થાનકે મૌન ધારવું.
મોટાથી વૈર કરવું નહીં.
દુર્દશામાં પણ અનુચીત કરવું નહીં.

લેણ દિણામાં તથા ભોજનમાં તથા વિદ્યા ભણતાં તથા વ્યાપારમાં અને વૈદ્ય આગલ એટલે ઠેકાણે લાજ કરવી નહીં.

કલેશને સ્થાનકે ઉભું રહેવું નહીં.

અગની, ગુરૂ, બ્રાહ્મણ, ગાય, કુમારી, શસ્ત્ર, પુસ્તક એટલાને પગ લગાડવો નહીં.

ઘિ, તેલ, દહી, દુધ, પ્રમુખ ઉઘાડું મુકવું નહી.

વૈદ્ય, અગનીહોત્રી, રાજા, નદી, વ્યપારી વાણીઓ એ પાંચ જ્યાં ન હોય ત્યાં વસવું નહીં.

નીચથી વિવાદ કરવો નહીં.

રોજગાર વીનાનો દેશ તજવો.

વિગ્નવાલો રોજગાર તજવો.

જીવને જોખમવાલું ધન પણ વર્જવું.

નાયક ન હોય, ઘણા નાયક હોય, સ્ત્રી તથા બાલક નાયક હોય તે સાથમાં વસવું નહીં.

શત્રુ તરીએની પણ નીંધ્યા ન કરવી.

માતા બેન પુત્રી એ સાથે એક આસને ન બેસવું.

મુર્ખ કાયર માની અન્યાથી દુષ્ટ એટલા સ્વામી વર્જવા.

મુર્ખને હીતો પદેશ દેવો નહીં.

પર સ્ત્રીને સદાય વર્જવી.

ઇંદ્રીઓ સર્વ વશ કરવી.

મુર્ખ મીત્ર કરવો નહી.

શરણા આતને પ્રાણાંતે તજવો નહીં.

લોભીને દ્રવ્યથી વશ કરવો,

મુર્ખને મુર્ખની મરજી મુજબ વર્ત્તી વશ કરવો.

પંડીતને તત્વ બોધથી વશ કરવો.

છતી શકતીએ પર આશા ન ભાંગવી.
ગુણ વીના આંડ બરથી રીઝવું નહીં.
રાજા રીઝે પણ વીસ્વાસ ન કરવો.
ક્રોધીને નમ્રતાથી વશ કરવો.
વિવાદ વિવાહ વિચાર વિદ્યાભ્યાસ સરીખા સાથેજ કરવો.
એક વર્ણ ભણાવનારને ગુરૂજ માનવો.
પાણી ગાલીને તથા જોઇને પીવું.
પૃથ્વી જોઇને પગ મુકવો.
પ્રાણાં તે પણ સત્ય બોલવું.
પોતાના અવગુણ સોધી કાઢવા.
રાજાની સ્ત્રી, મીત્રની સ્ત્રી, ગુરૂની સ્ત્રી, સાસુ અને પોતાની માતા એ પાંચ માતા જાણવી.
કાર્ય તથા સત્કાર વીના કોઇને ઘેર જાવું નહીં.
વીદ્યાર્થી થઇ સુખ ન વાંછવું.
વચનનું દારીદ્ર રાખવુંજ નહીં.
લેખણ, પુસ્તક અને સ્ત્રી એ ત્રણે કોઇને આપવું નહીં.
પૈસા અને રૂપીઆ ભેગા રાખવા નહીં.
આખા કુલનો બચાવ થાય તો એક જીવ તજવો.
આખા દેશનો બચાવ થાય તો એક કુલ તજવું.
માન અપમાંન અવગણી સ્વાર્થ સાંધી લેવો.
આપદા દુર કરવા ધનનું રક્ષણ કરવું.
ધન જાતાં પણ સ્ત્રીનું રક્ષણ કરવું.
ધન અને સ્ત્રી જતાં આત્માને રાખવો.
આવક વીચારી ખરચ કરવો.
વીદ્યા સહિત મરવું પણ કુશીષ્યને ન દેવી

હરેકભી વિદ્યા મુખ પાઠ રાખવી.
પોતાનું ધન પર હસ્તે ન રાખવું.
સ્વામીની પ્રકૃતી મુજબ વર્તવું.
સ્વામી પ્રસન્ન થયે ગર્વીત ન થવું.
આખા ગામનો બચાવ થાય તો કુલ તજવો.
ક્રીયાનું જોયા વિગર હાથો ન મેળવવો.
ભયકારી ગામમાં વ્યપાર ન કરવો.
ક્ષત્રીને ઘણું કરી નાણું ધીરવું નહીં.
શહસ્ત્ર બાંધનાર તથા બ્રાહ્મણ, પ્રમુખને ધીરવું નહીં.
ધીરવું તથા વ્યપાર વીરોધી સાથે નરવો.
કીરીઆણું મુલ હાથ આવે વેચવું પણ ઘણુ કરી ઉધાર ન આપતા જવું.
નાટકીયા વટલેલ વેશ્યા જુગારી ઇત્યાદીક જાતીને તો ઉધારે આપવુંજ નહીં.
આપના રૂપીયાથી પરનો માલ વધારે રાખીને રૂપીઆ વ્યાજે આપવા.
કદાપી ઉધારે દેવું પડે તો વીશ્વાસીને આપવું.
ધન ગુપ્ત દેવું તો પકો હુંસીયારીથી બંદોબસ્ત કરવો,
બે ચાર પુરૂષ જોતાં ધન આપવું.
વ્યાજનો અતી લોભ ન કરવો.
ધન લાવેલું કીધેલી મુદત પેહલાં આપવું.
ઘરમાં છતો પઇસો હોય તો દેવું કરવું નહીં.
દેવું હોયતો ગમે તેમ આપવાના ઉદ્યમમાં પ્રવર્તવું.
ઘણું કરી પ્રીતીવંત સાથે લેણું દેણું ન કરવું.
આપણી પાસે દ્રવ્ય માગનારથી કલેશ ન કરવો.
અલ્પ મુલ્યથી પણ ચોરેલી વસ્તુ રાખવી નહીં.

ઉદ્યમી, શુશીલ, સત્યવાદી લજ્જાવંત એવાથી વ્યપાર કરવો.
વ્યપારમાં પેહેલાં દ્રવ્ય ખરચતાં કૃપણતા તજવી.
હરેક પણ મોટા કાર્યમાં શકતી ન હોય તો મોટાનો આશ્રય કરવો.
ખોટા આચારવાલાને ભાગીદાર કરવો નહીં.
લાંઘણ કદાપી કરવી નહીં.
રોજ મેલ ચોખો રાખવો.
ખાતરીદારને કીલીદાર કરવો.
નફો ટોટો રોજ સંભાલવો.
આપ્યું લીધું લખવામાં આલસ ન કરવી.
નવા નવા મેતા, ગુમાસ્તા, કીલીદાર ન કરવા.
રાજ વીરોધી, દેશ વીરોધી પુરૂષથી વ્યપાર ન કરવો.
રાજ લોક, દેશ કુલ વીરૂધ કાર્ય વર્જવું.
નાતથી નમતા રેહેવું.
સ્ત્રીને મીષ્ટ વચનથી સદા બોલાવવી.
શત્રુને પેટમાં પેશી વશ કરવો.
સાચું ને ગમતું સ્વામી આગલ બોલવું.
સાક્ષી વિનાં મીત્રને ત્યાં પણ થાપણ મુકવી નહીં.
ભાંણેજને અધીકારી તથા વીશ્વાસ ન કરવો.
ખત વીના થાપણ ન મુકવી.
થાપણ મુકેલી સ્ત્રી પુત્રને તથા સારા માણસને ને મીત્રને ચેતવવી.
કોઇ પણ વસ્તુ રાખવી તો જોઇને રાખવી.
ધણીના હુકમ વગર થાપણ મુંથવી નહી.

એક બે મોટાની ઓલખ્યાંણ અવશ્ય કરવી.
ઉધરાંણી ચાંપીને કરવી.
ઉધરાંણી નીચને ત્યાં બે જણે જાવું.
ચાલતા સુધી કોઇની સાક્ષી ન ભરવી.
સાક્ષી ખોટી ભરવી નહીં.
જાણીતો માર્ગ મુકી અજાણે માર્ગ ન જાવું.
સાથેના પુરૂષ ઉપર કસ્ટ પડે તો નાસી જવું નહીં.
પ્રદેશમાં કેપ કરવી નહીં.
પ્રદેશ જાતાં સર્વ વાત સગા પ્રમુખને ચેતવવી.
ઓત્સવમુકી ગુરૂ પીતાનું અપમાન કરી છોકરાને રોવરાવી હત્યા કરી ત્યાર થએલું ભોજન નીભંછી રૂદન સાંભલી મૈથુન કરી વામીટ કરી સમીપ આવેલો પર્વ અવગણી દુધખાઇ એટલું કરીને આત્મ હીતેચ્છુયે પર્દેશ જવું નહીં.
રોગી, વૃદ્ધ, બ્રાહ્મણ, અંધગાય માથે રાજા ગર્ભવંતાને ભાર ઉપાડનાર એટલા રોકવા નહીં માર્ગ આપવો.
મુદડું, લોહી, અગ્નીથુંક વીસ્ટા મુત્ર, સર્પ, મનુસ્ય શસ્ત્ર ટલી વસ્તુ ઓલંગવી નહીં.
સાથ વીના આજાણ્યા સાથે ઉલંઠુ સાથે બફોરે અર્ધ રાત્રે પ્રવાસે જવું નહીં.
થાક ચડે પણ પાડા, ઘધેડા, ગાય એપર ન બેસવું.
રાત્રે ઝાડના થડમાં સુવું નહી.
સંબળ વીના પ્રદેશે જવું નહીં. બે ગાઉપણ.
વાસ કરવો ત્યાં ઘણું ઊંઘવું નહી.
જુના વાહાણમાં બેસવું નહીં.
કોઇના ઘરમાં અજાણે માર્ગે ન પેસવું.

ઘરમાં કોઇ નહોયતો તે ઘરમાં જવું નહીં.

ક્રોધી, કૃપણ, આલસુ વ્યસની એનો સાથ ન કરવો.

વીષમસ્થાનકે સાધન વીના જાવું નહીં.

જોડા વીના રસ્તે ચાલવું નહીં.

બંધનસ્થાનકે વધસ્થાનકે ધુતસ્થાનકે ભંડાર પાસે અંતે ઊરમાં કલાલખાંને ન ઉભું રેહેવું.

મલીન ભુમીએ, મસાણ ભુમીએ, શુન્યસ્થાનકે ચઉટામાં, તુષમાં, ઘાશમાં, ઊંચીનીચી ભુમીએ ઉકરડે વૃક્ષ ઉપર, પર્વતપર નદી કુંપકાંઠે કેશ ઉપર રાખ ઉપર કોયલાપર ઠીકરાપર બેસવું નહીં, (કારણ વીણા.)

પીતાના દ્રવ્યની આસન કરવી.

પ્રદેશમાં આડંબર ધરવો.

જાતી કાળ ધર્મ વીરૂધ તજવું.

કોઇની વાત કોઇને કેહેવી નહીં.

પીતા માતાની આગ્ના લોપવી નહીં.

રાજ્યમાંનનું અપમાંન ન કરવું.

માત પીતાની ચાકરી મન રાખી કરવી.

ગુરૂ પીતાને ઉંચે આસને બેસાડવાં.

પીતા અશક્ત હોય તો ખાવે પીવેથી દ્રવ્યથી સેવવા.

ગુરૂ માતા પીતાનાં રોજ પગ દાબવા.

પીતાનું વચન સાંભલી અણ સાંભલું ન કરવું.

બુધી હોય પણ પીતાને પુછી કાંમ કરવું.

માતા પીતા આગલ જુઠું ન બોલવુ.

પીતાને મન ગમતું કાર્ય કરવું.

પીતાને ધર્મના તથા બીજા પણ મનોરથ પુરવા.

મોટાભાઇને બાપ સરીખો જાણવો.

ઓરમાન ભાઇથી અંતર ન રાખવો.
ભાઇની દુર્દશા દુર કરવી.
ભાઇને કુમાર્ગથી વારવો
રોગમાં, દુકાલમાં, શત્રુના ભયમાં રાજય દ્વારમાં એ
ટલે સ્થાનકે ભાઇની સહાયતા કરવી.
ભાઇની સ્ત્રી પુત્રનું મન દુખાવવું નહીં.
કોઇ પણ ઉત્તમ કામમાં ભાઇને ભુલવો નહી.
પુત્ર થવા વીના સ્ત્રીને મારકુટ ન કરવી.
કાંમ પુરતું ધન પણ સ્ત્રીને આપવું.
સ્ત્રીને જોઇતા આભુષણ પણ કરાવવા.
વાંક વીના સ્ત્રીને મારકુટ કટુક વચન ન કેહેવાં.
નાટક, કૌતુક ઘણાં નરમાં સ્ત્રીને જાવા દેવી નહી.
સ્ત્રી પાસે સેવા સારી રીતે કરાવવી.
સ્ત્રીનુ મન હાથે લઇ વીશ્વાસ આપવો.
નટ, વીટ, જોગી, પાંખંડી, ઉલંઠ ઇત્યાદીકની સોબત
સ્ત્રીને કરવા દેવી નહીં.
સ્ત્રીને રાત્રે બહાર કદાપી જવા દેવી નહીં.
સ્ત્રીઓને ખોટી સ્ત્રીઓના ટોલામાં પણ ન જવા દેવી.
સ્ત્રીને ઘરમાં કાંમથી નવરી થવા દેવી નહી.
સ્ત્રીને પોતાનો વીજોગ ન કરવો.
અલ્પ વાંકથીજ સ્ત્રી ઉપર શોક લાવવી નહીં.
બચાર સ્ત્રી હોયતો સહુપર સમદ્રષ્ટી રાખવી.
માંહો માંહે લઢાએ તો સમજાવવી.
સ્ત્રી રીસાઇ હોયતો તરત મનાવી લેવી.
સ્ત્રી માંદી પડે તો પુરૂષે પણ ઉચીત સેવા કરવી.
સ્ત્રીને ધરમના કામમાં દ્રવ્ય આપી પ્રવર્તાવવી.

નાહાનપણે પુત્રને ક્રીડા કરાવી પ્રસન્ન રાખવો.
પાંચ વરસપછી વીદ્યા તથા કળા ભણાવવી પુત્રને.
પુત્રને યથાચીત આહારથી પોષવો.
ખોટી સોબતથી છોડાવવો પુત્રને.
સારી પ્રવર્તિએ પુત્રને પ્રવર્તાવવો.
કુલીન કન્યાથી પુત્રને પાણી ગ્રહણ કરાવવુ.
સમજણો થએથી પુત્રને ઘરનો ભાર સુંપવો.
બીજી રીતે ન માનેતો ભાઇ બાપ કરી પુત્રને સમજાવવો.
પુત્ર મોટો થએથી મારકુટ ન કરવી.
પુત્ર ઊપર નજરનો અંકુશ રાખવો.
પુત્ર પાસે ધનનો હસાબ લેતા રહેવું.
પુત્રને હાથ ખર્ચ રીતસર આપવો.
પુત્રના મનોરથ પીતાંએ કરાવવા.
લજાવંત હોયતો તેના મીત્રથી પુત્રની ચીંતા પીતાએ જાણવી.
સગાઓને ઓછવ દીવસે ભુલવા નહીં.
દુઃખ પામતા સાગાઓનું સહાય કરવું.
સગાના સાથે વિરોધ કદાપી કરવો નહીં.
સગા વીરોધી સાથે મીત્રાઇ તજવી.
સ્ત્રી એકલી હોયને કોઈ સગું તથા પુરૂષ ન હોયતો તે ઘરમાં જવું નહીં.
ધર્મના કામમાં સગાઓને જોડવા.
બગાસુ ખાતાં છીંકતાં ઓડકાંર ખાતાં હસતાં મુખ-દાબવું નહીં.
ઊંડા પાણીમાં પેસવું નહીં.
પાંણીના ચીત્રામણ કરવા નહીં

નખથી ત્રણખલા તોડવા નહીં

લાહીમાં, તેલમાં, પાણીમાં, પીશાબમાં, અસ્ત્રમાં મુખ જોવું નહીં.

નખથી દાંત ઘસવા નહીં

ઉઘાઘોડા ઘાળવા નહીં.

ઘણું હસવું નહીં તેમજ કારણવીના હસવુંજ નહીં.

નખથી ધરતી ખોતરવી નહીં.

ઉંધુ તથા ચતુ સુવું નહીં,

આખો દીવસ દાઢો મુંઢવી નહીં.

જમી ઊઠી હાથ ખંખેરવાં નહીં.

જમતાં ઘણું હસવું નહીં.

જમતાં છીંક આવે તો તરત પાણી પીવું.

ફરતાં ફરતાં ખાવું નહી સુતાં પણ ખાવું નહી.

ઉભે ઉભે પીસાબ ન કરવો.

ઉભે ઉભે પાંણી પીવું નહી.

સુતી વખતે છાતીપર હાથ રાખવો નહી.

ઘણા હાથના ટાલોટા પાડવા નહી.

સો કાંમ મુકીને પેહેલું ખાઈ લેવું.

હજાર કાંમ મુકી સ્નાન કરી લેવું.

કન્યા સારા કુલમાં આપવી.

દુખી કુલમાં કન્યા ન આપવી.

કન્યાનું દ્રવ્ય લેવું નહી.

કન્યાથી વર વયથી વધારે હોય તે કરવો.

રોગી વૃદ્ધ મુર્ખ દલદ્રી વૈરાગી ઉમરે નાહાનો ક્રોધી એટલાને કન્યા આપવી નહી.

મુર્ખ, અધર્મી, પાખંડી, તપશ્વી, રોગી, ક્રોધી, ચં-

ડાલ એટલાના પાડોસ તજવાં.

બીજે ત્રીજે પહોરે વૃક્ષ ધ્વજાદીકની છાયા ઘર ઉપર પડતી હોય તો તે ઘર તજવું.

અન્ન, વસ્ત્ર, નીવાસ પારકું વરજવું.

ઉત્તમ વસ્તુ ત્યાગ કરી અનુત્પતીનો વાંછા ન કરવી.

મોટા પુરૂષ ઘરે આવ્યાથી ઉભા થઇ સન્માન દેવું.

ઉમર લાએક થએથી દેશાટણ પણ કરવું.

દોસ્તદારી પંડીતોથી રાખવી.

સમય મલે તો રાજ કચેરીમાં જાવું.

રોજ નવા નવા શાશતર વાંચવાનો અભ્યાસ રાખવો.

કેશ સ્પેત થાય અને વલીઆ પડે પણ વીદ્યા ભણવી.

હરેકબી ગ્રંથ ભણતા અધુરો ન મુકવો.

વેદ, વેદાંગ જાણ યજ્ઞ સુકુશલ, આશીરવાદ દેવે તત્પર એવા પુરો હીત કરવો.

પ્રવીણ પરચીતગ્રાહી ધીર યથારથ વાદી એવા દુત કરવો

ઘોડાના શાસ્ત્રનો જાણ સુદર્શન એવો આશ્વાધ્યક્ષ કરવો.

થોડા માટે ઘણું ગમાવવું નહીં.

પોતાના સુખને અર્થે ન્યાય ઉલંઠવો નહીં.

ભાણાને પગ લગાડવો નહી.

ભાણામાં થુકવું નહીં.

કોઇબી જાતનું વ્યસન સેવવું નહી.

કોઇબી કુપથ્ય કરવી નહી.

છતા પરાક્રતે નીરૂધમી થવું નહીં.

પોતાના મુખથી પોતાની પ્રશંશા ન કરવી.

વેશ્યાઓના વચનનો વિશ્વાસ ન કરવો.

કપટીના આડંમરનો વિશ્વાસ ન કરવો.
દ્યુત રમી ચોરી કરી દ્રવ્યની આશ્યા ન કરવી.
બુધી વીના મોટુ કામ કરવું નહીં.
વર જોયા વીના કન્યા આપવી નહીં.
દેખાતો અર્થ મરડવો નહીં.
બલવંતથી બાથ ભરવી નહીં.
બીજાને સારો જોઇ પોતે દ્વેષ કરવો નહીં.
ગઇ વસ્તુનો શોક ન કરવો.
સત્રુ હોયપણ મરણ સમયે જાવું.
લાભ થતી વખતે કલેશ કરવો નહીં.
જાણછતાં પણ ગુરૂથી પેહેલાં ન બોલવું.
લોક અપવાદથી સદા ડરતા રેહેવું.
યાચકના વખાણથી ગર્વિત ન થવું
ખુશીના મદથી કોઇની વાત નીભંછવી નહીં
નીરબલને દુઃખ દેવું નહીં શુરા થઇને,
મુર્ખને કહે કોઇ કામ ન કરવું.
નિર્ગુણી વસ્તુ સદા વર્જવી.
બીજાની વસ્તુ ઉપર પોતે અધિપતિ થવું નહીં
અજાણી વસ્તુ પરીક્ષા માટે મુખમાં ઘાલવી નહીં.
અતી કસ્ટેપણ આત્મઘાત કરવો નહીં.
થોડા દ્રવ્યે ગણો આડંબર ન કરવો.
હાસ્ય કરતાં કોઇનું મર્મ પ્રકાસવું નહીં.
હાસ્ય કરતાં ક્રોધ કોઇપર કરવો નહીં.
હાસ્ય ઘટતુંજ કરવુ.
સભા અધવચેથી ન જાવું.
સભામાં લાંબા પગ કરવા નહીં.

બે વિચાર કરતાં હોય ત્યાં જવું નહીં.
પંચ ના કહે તે વસ્તુ કરવી નહીં.
હીત વક્તા ઉપર દ્વેશ ન કરવો.
ખોટું કાર્ય કરી હર્ખીત થવું નહીં.
તપ કરી ક્ષમા ધારણ કરવી.
ભણેલું રોજ ગણતા રહેવું.
પુરૂશે રાત્રે દર્પણ જોવું નહીં.
સુવું મૈથુન આહાર સંધ્યા સમયે વર્જવું.
ગુરૂ દર્શન દેવ દર્શન રોજ સહુથી પ્રથમ કરવા.
સુવાના, ખાવાના, સભાન, ઠલેના, પુજાના, વસ્ત્ર જુદા રાખવા.
વાસણ, ખાટલો ભાંગેલા વાપરવા નહીં.
ગર્ભવંતી રોગી, વૃદ્ધ એટલાને પેહેલા જમાડવા.
ઓટલો આપવો નહી, રોટલો આપવો.
રોગ, વીખ, વૃક્ષ, શત્રુ એને મુલથી ઉખેડવા.
ઓલખાણ સર્વથી રાખવી.
એક પ્રહર અંદર બે પ્રહર ઉપરાંતર ભોજન તજવું.
ઘરે આવેલા પ્રાહુણાને યથા શક્તિ આદર દેવો.
દાસ સંગાતે પ્રીતી તથા મશકરી ન કરવી.
સ્ત્રીના મરણ પછી વખાણ કરવા.
કોઇ વાત ખબર વિના કેહેવી નહી.
રાજા, દેવ, ગુરૂ, જોશી, એટલા પાસે ખાળી હાથે ન જવું.
ઉપસર્ગમાં, પર ચક્રના ભયમાં, દુકાળમાં, ભયના સ્થાનકમાં, દુષ્ટ પુરૂષ મેલાપમાં ચતુર પુરૂષે ત્યાંથી નાશવું.

બાળકથી આળ કદી ન કરવી.
નીરલજ સ્ત્રી થકી કદી હાસ્ય કરવું નહીં.
નીંદ્રા પ્રાપ્ત અશ્વ, મદોન્મત હસ્તી, પ્રથમ પ્રસવેલી ગાય, અંતે ઉરમાં ગએલો રાજા એટલાને દુરથી વરજવા.
અશુભ કાર્યમાં કાલ વીલંબ કરવો.
સર્પ જાણી તો હોય પણ વિશ્વાસ ન કરવો.
તડકેથી આવી તરત પાંણી પીવું નહીં.
જમતી વખતે, જમ્યા પેહેલાં પાંણી પીવું નહીં.
કોઇ વાત પોતાને ન સુજે તો બીજાને પુછવી.
અર્ધ રાત્રિ ઉંચે સ્વરે ગુજની વાત કેહેવી નહીં.
ભોજન કરી સો પગલાં ભરવાં. (ફરવાં.)
ભોજનની વચે અને અંતમાં જલપાંન કરવું.
ભોજન કરી ફરી તુરત ભોજન કરવું નહીં.
અજીર્ણ થએ એ બે ટંક ભોજન વરજવું.
હર્ષ સમયે શોકની વાત તજવી.
કોઇ પણ પુરૂષને દુખ સમયે ધૈર્ય આપવું.

---

## બહોતેર કલા વીચાર.

લીખીત કલા=એટલે લહીઆની કલા તે.
ગણીત કલા=જે દુર્ધર કઠીણ અંકના હીસાબ ગણે તે.
ગીત કલા=ગાવાની હુશીઆરી તે.
નત્ય કલા=નાચવાની કલા તે.

વાદ્ય કલા=વાજા વજાડવાની કલા તે.
પઠન કલા=ભણાવામાં શ્રમ પડે, નહી આવડે તે.
શિશ્ય કલા=ચેલાની કલા રાખવા પર્ખવા તે.
જોતીશ કલા=જયોતીશ ગ્રંથનું જાણ પણું હોય તે.
છંદ કલા=નવું કર્વીત પ્રમુખ ગ્રંથ બનાવવાની કલા તે.
અલંકાર કલાં=ગ્રંથમાં અલંકાર રચવા તેની કલા તે.
વ્યાકર્ણ કલા=વિભકતી પ્રત્યય પ્રત્યયાંત ધાતુ શબ્દના ગ્નાન નીકલા તે.
નીરૂકતી કલા=નીરૂકતી કરવાની કલા તે.
કાવ્ય કલા=નવા સુરસ પુરોત શ્લોક કાવ્ય રચવાની કલા તે.
કાત્યાયન કલા=મીમાંસ પ્રમુખ જાણવાની કલાતે.
નિઘંટુ કલા=ઘણા શબ્દ કોશનું ગ્નાન તે વૈદ્ય પ્રમુખ ગ્રંથનું જાણપણું તે.
ગજારોહણ કલા=હાથી ઉપર બેસવાની કલા તે.
ગજ પરીક્ષા કલા=હાથીની પરીક્ષા કરવી તે.
શસ્ત્રાભ્યાસ કલા તે=હથીઆર બાંધવાની તથા ફેરવવાની કલા તે.
હય કલા=ઘોડા પરખવાની તથા તેપર બેસવાની કલા
રસ કલા=રસ જાણવા તથા મુકવાની કલા તે.
મંત્ર કલા=મંત્રની કલા તે.
યંત્ર કલા=યંત્રની કલા તે.
વિખકલા=ઝેર ઓળખવા તથા કરવાની કલા તે.
ખન્યકલા=ભૂમી ખણવાની કલા તે.
પ્રાકૃત કલા=પ્રાકૃત ભાષા બોલવાની કલા તે.
ગંધવાદ કલા=સુગંધી દ્રવ્ય બનાવવાની કલા તે.

સંસકૃત કલા=સંસકૃત બોલવાની કલા તે.
પૈશાચી કલા=પૈશાચીકી ભાષા બોલવાની કલા તે.
અપભ્રંશ કલા=અપભ્રંશ ભાષા બોલવાની કલા તે.
સ્મૃતી કલા=મનુસ્મૃતી પ્રમુખ ગ્રંથનું જાણપણું તે.
પુરણ કલા=પુરાણ પ્રમુખ જાણવું તે.
વિધી કલા=હરેક કાર્ય શી રીતે કરવું તે.
શિધાંત કલા=સીધાંતો જાણવા પણું તે.
તર્ક કલા=નવા નવા વિચાર કરવા તે.
વૈદ્ય કલા=રોગચીકીત્સા કરવી તે.
વેદ કલા=વેદનું જાણપણુ તે.
સંહીત કલા=વરાહ સંહીના પ્રમુખ જાણવું તે.
સામુદ્રીક કલા=હાથના લક્ષણ જોવાની કલા તે.
વિગ્નાન કલા=ચતુરાઇ વીસ્તારવાની કલા તે.
રસાયન કલા=બંગ પ્રમુખ કરવાની કલા.
કપટ કલા=કપટ કરવાની કલા (કપટ વીસ્તારવું) તે.
વાદ કલા=શાસ્ત્રનો વાદ કરવો તેની કલા.
દર્શન કલા=હરેક દર્શનનુ જાણપણુ તે.
ધૂર્ત કલા=કોઇને ધૂતવો તે.
મણી કર્મ કલા=રત્નમણી પરખવાની કલા તે.
નરૂચીકીત્સા કલા=વૃક્ષ ઓળખવાની કલા તે.
ખેચરી કલા=આકાશમાં ઉડવાની કલા.
ઇંદ્રજાલ કલા=ઇંદ્રજાલની કલા તે.
પાતાલ શીધી કલા=કોઇખી પાતાલ જેવું ઊંડુ કાર્ય પૃથ્વીમાં કરવું તે.
યંત્રકરણ કલા=રસ પ્રમુખ કાઢવાના યંત્રો તેની કલા.
વશીકરણ કલા=વશ કરવાની કલા તે.

પ્રાશાદ કલા=ઘર બાંધવાની કલા તે કડીયા પ્રમુખ.
પણ તથા ધુત કલા=સરત તથા જૂગારીની કલા તે.
ચીત્ર કલા=ચીતારાની કલા તે.
ઉપલ કલા=શીલાવટની કલા.
લેપ કલા=ખાત પલ કરવાની કલા તે.
ચર્મ કલા=મોચીની કલા તે.
પત્રછેદ કલા=તીર થકી પાન છેદ કરવાની કલા.
નખછેદ કલા=નખ છેદી વુનારા પ્રમુખની કલા તે.
પત્ર પરીક્ષા કલા=હરેક વૃક્ષના પત્ર ઓળખવાની કલા તે.
કાશ્ટ ઘટન કલા=સુતારની કલા તે.
ભાષા કલા=દેશદેશની ભાષા બોલવી જાણવી તે.
ગારૂડી કલા=સર્પ રમાડવાની કલા તે.
યોગાંગ કલા ધાતુ કર્મ કલા=યોગ તથા અષ્ટઅંગની
 કલા તથા ધાતુ સુવર્ણ પ્રમુખ જાણવી તે કલા.
ફલ કલા=ફલ ઓળખવાની કેલવવાની કલા તે.
સકુન કલા=રૂડા ભુંડા સકુન જોવા તે.
કેશ મુંડન કલા=હજામતની કલા તે.
તંતુ કલા=વુનારાંની કલા.
રજક કલા=ધોબીની કલા.
વણીજ કલા=વ્યપારની કલા.
પગી કલા=ચોરના પગ શોધી કાહાડવાની કલા તે.

આ નીતી કેટલીક કારણસર કરવાની છે, કેટલીક જાંણવાની છે પણ કામની વખતે અવસર જોઈ કરવું.

---

સમાપ્ત.